શ્રી

# જુગતંબા સ્તવન.

રચનાર

નડીયાદ નિવાસી

માણેકલાલ લલુભાઈ મેહેતા.

અમદાવાદ

શ્રી જૈન વિદ્યાવિ

શ્રી

# જુગતંબા સ્તવન.

પ્રથમાવૃતી.

રચનાર

નડીઆદ નિવાસી

માણેકલાલ લલુભાઈ મેહેતા.

વસંતતિલકા.

હે વીશ્વ વંદ્ય જગદંબ આનંદ દાતા,
વિશ્વેશ્વરી સકળ મંગળ શાંતી દાતા;
દેજો સદાય મુજને ગુણ ગાવા હામ,
પાદારવિંદ નમીને કરૂં હું પ્રણામ.

અમદાવાદ.

શ્રી જૈન વિદ્યાવિજય પ્રિન્ટીંગ પ્રેસ રીચીરોડ.

પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૬૨ના શ્રાવણસુદ. જુલાઈ સને ૧૯૦૬

કીંમત ૦—૨—૦

# અર્પણ પત્રિકા.

શ્રી જુગતંબા જક્તના કલ્યાણ અર્થે તમોએ અનેક રૂપો ધરેલાં છે, જે બાળા, ઉમા, જ્યા, કાળીકા, લક્ષ્મી, ક્ષમા વીગેરે નામોથી ઓળખાઓ છો, જે મંમાયાનો અઘાત મહીમા કોઈ વર્ણવી સકે તેમ નથી. જેણે બ્રહ્મા વિશ્નુ સીવાદીક દેવોને સંકટ વખતે સાહ્ય કરેલી છે. જે અનંત શકતી સર્વ સ્થળે વસેલી છે. જેની લીલા અવર્ણનીય છે, તે શકતીના ગુણાનુ વાદ ગાવાને આ દુનીયામાં કોઈ સમર્થ નથી. તે આદ્ય શકતીની કૃપાવડે જે કાંઈ લીલા વરણવ કરી છે તે હે અંબે તમને અરપણ કરવા તમારા નાગર બાળની વીજ્ઞાપતા છે તે સ્વીકારી લેશો.

## વસંતતિલકા છંદ.

હે ઇષ્ટ દેવિ અંબે જગમાતા મ્હારી,
આ સ્વલ્પ ગ્રંથ અરપું, કરૂણા તમારી;
રાખું તમારે ચરણે, ચિતવન્ની મ્હારી,
પુરો સદર્થ સઘળા, છે આશ ત્હારી.

લી. આપનો સદા દર્શનાકાંક્ષી

**સેવક. માણેકલાલ લલુભાઈના સાષ્ટાંગ.**

પ્રણામ માન્ય કરશો.

# શ્રી જુગતંબા સ્તવન.



## સ્તુતિ.



### દોહરો.

ગુણનિધિ ગણપત દેવને, નમુ હું વારમવાર,
કૃપા કરો મા સરસ્વતિ, મહીમા તુજ અપાર;
ચીત ચાહે છે માહરૂ, ગાવા ગુણ અંબાય,
વંદુ પ્રથમ હરકત હરણ, જય જય જય ગણરાય.



## સરસ્વતીની સ્તુતી.

### રાગ તાલ દાદરો.

વીજય વીજય વિજય કરો, સર્વ જક્તમાંએ; ॥ ટેક ॥
સરસ્વતી મા વિનતી કરૂ, નમી તમારે પાએ. વીજય

અંબા સ્તુતી ગાવા ગુણ, ચીત માહારૂ ચ્હાએ;
નિર્મળ વાણી દેજો માત, કાર્ય સફળ થાએ. વીજ્યુ

---

## હરીગીત છંદ.

અંબીકા તુ માત મ્હારી, સાચિ છે મા બહુચરા,
નારાયણી ત્રીપુરેશ્વરી, વિશ્વે વસી ત્રીસુળધરા;
આનંદનિ સુખ કંદનિ, હીમ નંદની છો તમહરા,
ભગવતી ભવતારણી, જગપાવની મા બહુચરા. ૧
સ્વારિ મહિશ મારી, ત્રિસુળધારણી છો સુખકરા,
દેવિ સુર સઉ સેવિ એવિ માત છો વસુંધરા;
શાકંભરી વરદાયની, આરાસૂરી અભયકરા,
ભગવતી ભવતારણી, જગપાવની મા બહુચરા. ૨
જય જક્તજનની તારણ તરની, દેવની તું દુખહરા,
દિન દયાળિ અંબે બાળા, માત છો ભવભય હરા;
ત્રઓક્ષટાળી મા મયાળી, ભકત સામું જો જરા,
ભગવતી ભવતારણી, જગપાવની મા બહુચરા. ૩
વીજય કરતી સર્વ ઠામે, સરણ છુ વીશ્વંભરા,
બિરદાળી બિરદ પાળી, તમે ભકતને તાર્યા ખરા;
લાલ ત્હારો અરજ કરે, સરણ રાખો બહુચરા,
ભગવતી ભવતારણી, જગ પાવની મા બહુચરા. ૪

---

## ગીતીવૃત.

જય જય જય જગદંબા, ચાચર રમવા સહાય મા તેડે;
વિશ્વ બધાનિ માતા, દરસણ દઇને દુખ સકળ ફેડો.
ધાતા ત્રિભુવન ત્રાતા, સર્વ જગતનિ વિશ્વ પિતુ માતા;
શાન્તિ સદૈવ વધારિ, સરણાંગત છુ કરો મા સુખસ્વાતા.
અખંડ આનંદ દાતા, જગપાવની જગમાં જસ છે ત્હારો;
દરસણ તેડા મુજને, આવિને પુજુ પ્રેમે તુજ પારો.
ત્રિપુરા સુંદિર ત્હારૂં, ચંદ્રવદન હું નિહાળિ સુખ પામુ;
મંગળ પદફળ દાતા, તુજ ચરણે હું સદાય શીસ નામુ.
હરિહર પદ રજ ન્હાતા, વંદન કરતા સ્વયમ સુર પાળી;
દિન દયાળી દેવિ, આનંદ આપો અહુર્નિશ બિરદાળી.
અસુયાનરકર દાતા, જોડ જગતમાં નથ મા તુજ જેવી;
લાલ તમારો વિનવે, સરણાંગત છુ ક્ષમા કરો દેવી.

---

## ભુજંગી છંદ.

નમસ્તે નમસ્તે નમુ અંબીકાય,
નમસ્તે સદા ભકતની સૂખદાય;
નમસ્તે તને સર્વ સાન્તી પ્રદાય,
નમસ્તે નમસ્તે નમુ અંબીકાય. ૧

નમસ્તે સદા સકતી તારી અઘાત,
નમસ્તે સદા સર્વવિશ્વાધી માત;

નમસ્તે સદા સૃષ્ટીની જકતમાય,
નમસ્તે નમસ્તે નમું અંબીકાય. ૨

નમસ્તે નમસ્તે આરાસુરી રાય,
નમસ્તે નમસ્તે નમુ સુખદાય;
નમસ્તે નમસ્તે નમુ ચર્ણ પ્રાય,
નમસ્તે નમસ્તે નમુ અંબીકાય.. ૩

નમસ્તે સદા ભકતનાં ભય હારી,
નમસ્તે નમુ હસ્ત હુતો પ્રસારી;
નમસ્તે સહુ સુરને કીધી સાહ્ય,
નમસ્તે નમસ્તે નમુ અંબીકાય. ૪

નમુ આદ્ય શકતી સદા સાહ્યકારી,
દીન દાસની અર્જ આ લ્યો સ્વીકારી,
દયા કરો દેવી નમુ તુજ પાય.
નમસ્તે નમસ્તે નમુ અંબીકાય. ૫

---

## માલની છંદ.

ધન ધન ઘડી આજે, અંબા આનંદ દાતા,
નમુ ચરણુ તમારે, માત શાંન્તી પ્રદાતા;
દરસણ તેડા મુજને, વીશ્વની પીતુ માતા,
સરણુ રહી તમારે, પામુ હું સુખ સ્યાતા;

---

## રાગ ધનાશ્રી.

આનંદ આપો આજ,
અલબેલી અંબા આનંદ આપો આજ. ટેક.

સીંધાસન પર માત બીરાજ્યાં;
ઝળકે મુગટ સીરતાજ. અલબેલી. ૧
મારકુંડ જયમુની ઈંદ્રાદીક,
સમરે તને સુખ કાજ. અલબેલી. ૨
મૈયા તમે મુજ સામુ ભાળો,
આઈ ગરીબ નિવાજ. અલબેલી. ૩
શ્રાવણ સંઘે આવું ઉમંગે,
દરસણ કરવા કાજ. અલબેલી. ૪
વદન નિહાળી અતી સુખ પામ્યો,
આનંદ વાધ્યો આજ. અલબેલી. ૫
કુમ કુમ અક્ષત લેઇને વધાવુ,
આરતી કરૂ માહારાજ. અલબેલી. ૬
અબીલ ગુલાલ અરગજા બેહેકે,
વાગે મ્રદંગ પખાજ. અલબેલી. ૭
જાગતી જયોત ઝળકતી તાહારી,
જુગ સચરાચર માંજ. અલબેલી. ૮
નમી નમી નીત્ય વિનતી કરૂ છુ,
માણુકલાલના સીરતાજ. અલબેલી. ૯

---

## સાતવાર.

મા-આદીતે આનંદ અંબા દેજોરે,
ગુણ ગાવા ચીતડું ચાહ્ય વાણી દેજોરે. ૧
સોમ શ્રી અંબાય છો અલબેલ્લીરે;
ઇંદ્રાદીક સરવે દેવ પુજે પેહેલીરે. ૨
મગળે મંમાય વાઘ સવારીરે;
ત્હારી અકળકળા ન કળાય દીસે ન્યારીરે. ૩
બુધે બાળા રૂપ ત્રીપુરા ભાળીરે;
મા સોળ સજ્યા શણગાર ગઝબર વાળીરે. ૪
ગુરૂવારે જગમાત ગરૂડ સ્વારીરે;
નીરખી ચંદ્રવદન ચળકાર જાઉં બલીહારીરે. ૫
સુકરવારે સંતાપ સઘળા કાપોરે;
કરી ચરણકમળનો દાસ સુખ બહુ આપોરે. ૬
સનીવારે સોભાય અવનવી દીસેરે;
કરી દરસણ ચીતડું ચાહ્ય હઇડું હીસ્સેરે. ૭
આ સાતેવાર નરનાર જે કોઇ ગાશેરે;
તેની અંબા પુરશે આસ સુખીયાં થાશેરે. ૮
ભવતારણી ભવ દુખ ભાગ સરણે આવુંરે;
માણેકલાલ કહે મંમાય ગુણ તુજ ગાવુંરે. ૯

---

## રાગ ગરબી તથા બનજારો.

હાંરે રસીયા મુને જાવા દીજે.—એ રાગ.

હાંરે અંબા મા મુજરો માહારો,

લેઈ સરણુ મુજને તારો.     અંબા મા મું. લેઈ
હાંરે તમે દેવનાં દુખડાં કાપ્યાં,
ભકતોને સુખ બહુ આપ્યાં,
એ પ્રતાપ અંબા તાહારો.  અંબા મા મુ. લેઈ
હાંરે જગમાં તમ જ્યોતજ સાચી,
હાંરે માને રંગે રહ્યો હું રાચી,
જગદીશ્વરી જગ જસ તાહારો. અંબા મા મુ. લેઈ
તમે દઇતને સીક્ષા દીધી,
સંભાળ સઉ સુરની લીધી,
બીરદાળી બીરદ સંભારો.  અંબા મા મુ. લેઇ
હાંરે જય જય આરાસુર રાણી,
તને જુગ બધામાં જાણી,
કરી કરૂણા સીર કર ધારો. અંબા મા મુ. લેઈ
હાંરે ભુતળમાં ભોળી માતા,
વીધી વિશ્નુ શંકર ગુણ ગાતા,
નહી પામે પાર તમારો     અંબા મા મુ. લેઇ
હાંરે અલબેલી છબી પરવારી,
મુજરો લેજો મા માહારી,
તુજ વીન નથી જગ આરો. અંબા મા મુ. લેઈ
હાંરે દીન દયાળી દુખડાં કાપો,
પોતાનો કરી મુને થાપો,
મુજ પાપ સરવ સંહારો.   અંબા મા મુ. લેઇ
હાંરે આવ્યો અંબા સરણુ તારો,

તમે સંકટ સઉ નીવારો,
માણેકલાલ કહે ચીત ધારો. અંબા મા સુ. લેઇ

---

## ગરબી.

ધીરી ધીરી સુદરી જરા ધીરી—એ રાગ.

નમુ નમુ મા દીન દયાળી,
જય જય આરાસુરવાળી, જી નમુ નમુ.
સનમતી આપો અંબે દુરમતી કાપો,
મુજ પાપ સરવ પરજાળી. જી નમુ નમુ.
ભવ સીંધુ તારી દુખ દ્યો વીડારી,
બાળ બહુચર બીરદાળી. જી નમુ નમુ.
સાચી સત્યની જયોત છે ત્હારી,
ઝળકે વીદ્યુત અજવાળી. જી નમુ નમુ.
લાલ તમારો ચરણ ચીત ચાહે,
શરણ આવ્યો લ્યો સંભાળી. જી નમુ નમુ.

---

## રાગ જીલ્લો.

દીનનો દયાળ છોડી કોને સરણ જાવું,—એ રાગ.
માત હે મયાળી મૈયા ત્હારે સરણ આવું,
પ્રેમથી પ્રણામ કરી ચરણ ચીત લાવું,
જાણી મા તમારૂં નામ કત કતાર્થ થાવું, માતહેમયા.

કરો કૃપા દયાળી અંબે, ગુણ તુજ ગાવું,
સાંન્તી આપો માત મુને, પરમપદ પાવુ. માતહેમયા.
કામ ક્રોધ લોભમાં ના મન મારૂ ફસાવું,
જ્ઞાન ધ્યાન ઘટમાં ધરી ધુન્ય હું મચાવું. માતહેમયા.
સાચી અંબે એક છે તું બીજુ મન ના લાવું,
જક્તામાં જગદીશ્વરીને, શીશ હું નમાવું. માતહેમયા.
નેહ નજર માતકરો, જન્મ સુખી થાવું,
માણેકલાલ દાસ ત્હારો માજી મન ભાવુ. માતહેમયા.

---

## ગરબી.

### ગુરૂ ગોવીંદના મહીનાનો રાગ.

ચાલો ચાલોને સહુ જન અંબાજી જઇએરે;
આ અલબેલીના ગુણ હળી મળી ગાઇએરે.
માનો ચાચર છે સુખ રૂપ અંબા લેહેરીરે;
માએ ચરણા ચોળી ચીર જરકસી પેહેરીરે.
કાને ઝળકે એરીંગ ઝાલ કુંડળ કાજુરે;
માએ ધર્યા સોળ સણગાર બાંધ્યા બાજુરે.
વળી પુષ્પ મંદારના હાર ઉરપર લેહેકેરે;
જાઇ જુઇ ચંબેલા અપાર મોગરો મેહેકેરે.
માનુ ચંદ્રવદન સુખ રૂપ મનોહર ગાજેરે;

એહાં આરાસુર માંય રાજેશ્વરી રાજેરે.
મારાં લોચનીયાંરે લોભાય અંબા નીરખીરે;
તુજ ગુણ માણેકલાલ ગાય હ્રદે હરખીરે.

---

## ગરબી બીજી.

તારી આંખડલી અલબેલી અતી અણીઆળી;
હુંતો ગરક થયો ગુલતાન અંબા ભાળીરે.
છો નારાયણી સુખધામ ચીત ચ્હડુ ચટકેરે;
શું વરણુન કરૂ જગમાત મન માહારૂ ભટકેરે;
રૂડી કુમ કુમ કેરી આડ ભાળ બીરાજેરે;
એઇ મુખની સોભા માત પુનમ શશી લાજેરે.
તમે માર્યા સુંભ નીસુંભ રાક્ષસ ભારીરે;
સહુ દેવને કીધી સાહ્ય મહીશને મારીરે.
દયા લાવી દીનદયાળ દુખ મુજ કાપોરે;
વંદુ ચરણે અંમાય આનંદ આપોરે;
મને વીમુખ ના કરશો માત દરશન દેજોરે;
માણેકલાલને કરજો સાહ્ય દુખ સઉ ફેડારે.

---

## રાગ પીલુ (ગરબી.)

જગતંબારે માત તમે માહાકાળી;
નમુ તને હું બહુચર બાળી;

જગજનુનીરે જાગતી જ્યોતજયાળી,
દ્યો દરસન દુખડાં ટાળી.
ઝુલ. છો સરણાંગત પ્રતીપાળીરે,
નમુ તને હું દીનદયાળીરે;
કલ્યાંણી પરમકૃપાળીરે,
જગમધ્યેરે માતું છે જસવાળી.
નમુ. જુગત. નમુ. ૧

સુર સરવેરે અભય કર્યા ભય ખાળી,
પાળ્યુ બીરદ તમે બીરદાળી;
મહીષાસુરરે મારી કરી રખવાળી;
સુંભ નીસુંભ નાખ્યા ઢાળી.
ઝુલ. મતબાલી માતમવાળીરે,
ચુંવાળના ચોકજવાળીરે;
નીરખું ચંદ્રવદન નીહાળીરે;
ભુવનેશ્વરીરે ભવમાં ભોળી ભાળી.
નમુ. જુગત. નમુ. ૨

રાજેશ્વરીરે રાજત છબી રઢીયાળી,
આંગી દીસે અધીક ગુણવાળી.
પારા પાસેરે સોનાની મુરતી રૂપાળી;
માને દ્વારે નીત્ય દીવાળી.
ઝુલ. નમુ કુરકુટ સ્વારીવાળીરે,

ત્રીપુરેશ્વરી ભય દુખ ખાળીરે;
બળવંતી છો મા બીરદાળીરે,
આદ્યશક્તીરે પાપ દ્યો માહારાં પ્રજાળી.

નમુ. જુગત. નમુ. ૩

કરૂણા કરરે કાળી માત કૃપાળી,
તમે દુખહરણી છો દયાળી;
સરજનારીરે શીવ બ્રહ્મા વનમાળી;
સાહ્ય કરો આરાસુરવાળી.
ઝુલ. છો માત સ્વયમ સુર પાળીરે,
માણેકલાલની માત મયાળીરે;
સરણે રાખજો અંબે છોગાળીરે,
આ વીનતીરે ઉર ધરજો રત ન્યાળી.

નમુ. જુગત. નમુ. ૪

---

## ગરબી.

દેવીરે દાતા અલબેલી અંબા—એ રાગ.

નમુરે દેવી અંબે મતબાલી,
તેડારે આવું ચાચરમાં ચાલી. નમુરે. ટેક.
મંમાયા માત છો માહાકાળી;
સેવો સરવે આરાસુરવાળી;
બાળારૂપે બહુચર બીરદાળી. નમુરે દેવી. ૧

રીદ્ધી સીદ્ધી દાતા છો દયાળી,
જગતમાં તો માત તને ભાળી;
વીપત હરી પાપ દ્યો પ્રજાળી. નમુરે દેવી. ૨
માયા ત્હારી ઘટઘટમાં વ્યાપી,
મહીષ આદી માર્યા ઘણા પાપી;
ભક્તોને ત્હેં સાહ્ય સદા આપી. નમુરે દેવી. ૩
માગું જગજનુની હું જાણી,
સરણુ રાખો પ્રેમ અધીક આણી;
માણેકલાલ કહેછે જોડી પાણી. નમુરે દેવી. ૪

---

## ગરબી.

અકળકળા અલબેલી ત્હારી, અંબા જાઉ બલીહારીરે. ટેક.
જગજનુની જગ વીશ્વ વીષે સઉ, માયા પ્રસરી ત્હારીરે. અકળ.૧
ત્રીગુણાત્મક ત્રીપુરા છો બાળા, વેદ વીષે વીસ્તારીરે. અકળ.૨
જગમગ જ્યોત ઝળકતી તાહારી, પુજન પાદુકા સારીરે. અકળ.૩
ભવતારણુ મા દુખ પીદારણુ, જાગતી જ્યોત તમારીરે. અકળ.૪
મહીષાસુર મરદન કરી મૈયા, દહીત ઘણા સંહારીરે. અકળ.૫
ચુંડ મુંડ ચાંચડવત ચોળ્યા, રક્તબીજ રણુ મારીરે. અકળ.૬
અભયાવર દેવોને દીધો, સંકટ સઉ નીવારીરે. અકળ.૭
માણેકલાલ કહે દરસણુ દેજો, ભગવતી ભવ દ્યો તારીરે. અકળ.૮

## ( ગરબી ) રાગ પીલુ.

ચાલો જઇએરે, અંબા દરસન કરવા,
માના ચરણકમળ ચીત ધરવા;
લીલા ચરણારે ઘાઘરે ઘુઘરી ઘમકે,
જોઇ ચપળાનાં ચીત ચમકે.
ઝુલ. સાડી જરકસી કસણી દોરરે.
જેને હીરાજડીત્ર છે કોરરે;
ચોળીમાં સોનેરી મોરરે,
સજી બેઠાંરે સેવકને સુખ કરવા.
માતા. ચાલો. માતા. ૧
મસ્તકપરરે મુગટમાં હીરલા જડીયા,
મણી રત્ન સોનેથી મડીયા;
લીલાવટરે મોતીની દામણી લળકે,
વચે સુંદીર ચાંદલો ચળકે.
ઝુલ. માણી રત્નની મોતીની વાળીરે,
પેહેરી બેઠાં આરાસુરવાળીરે;
માની મુરતી દીસે મરમાળીરે,
પેહેર્યા એરીંગરે દુનીયાનુ દળદર હરવા.
માના. ચાલો. માના. ૨
માનુ મુખડુરે જાણે પુનમચંદ્ર,
ગુણ ગાય વીધી ને ઇંદ્ર;

કંઠે ફુલહારરે સોનાનીસાંકળી બીરાજે,
ચંદ્રહાર ચંપકકળી રાજે.
ઝુલ. મોતીરત્નના હારમાં મડીયાંરે,
ચીંછપટ્ટીમાં હીરલા જડીયારે;
દેવાંસી કારીગરે ઘડીયારે,
અજઈશ્વરરે ઉભા છે સ્તુતી કરવા.
માના. ચાલો. માના. ૩
ઉર ઉપરરે પુષ્પ મંદારના હાર,
જાઇજુઇ ને કેતકી અપાર;
ચંબેલીનારે હાર તે ઉરપર લેહેંકે,
વચ્ચે મસમસ મોગરો મેહેકે.
ઝુલ. કર સોનેરી ચુડીલો ચળકેરે,
કડાં સાંકળાં જોઈમન લળકેરે;
વીંટી હીરાની આંગળીએ ચળકેરે;
ઇંદ્રાદીકરે દેવ આવે ધ્યાન ધરવા.
માન. ચાલો. માના. ૪
પાએ નેપુરરે, ઝાંઝર ઝમઝમ ઝમકે,
ચાલે અણુવટ બીછુવા ઠમકે;
કર લીધાંરે અસી ત્રીસુળ કટારી,
માની સીંહની ઉપર સ્વારી.
ઝુલ. ત્રણ સ્વરૂપ દીવસમાં ધારોરે,

બાળ યોવન વૃદ્ધ વીચારોરે;
માજાગતો પારો તમારોરે,
નીત્ય તેડારે દાસને દરસણુ કરવા.
માના. ચાલો. માના. ૫
વામે ગણુપતીરે, દક્ષીણુ વેરાઇમાતા,
પાસે માહાદેવ કરે સુખસ્યાતા;
માની કલોદરરે, વાવનાં મીઠાં પાણી,
ત્હારી અકળકળા ન કળાંણી.
ઝુલ. દુનીયાં સઉ દરસન આવેરે,
કુમ કુમ અક્ષતે વધાવેરે;
જેને શેશ સનકાદીક ગાવેરે,
ભવતારણીરે ભકતોનાં કારજ કરવા.
માના ચાલો. માના. ૬
ઝગમગતીરે જ્યોત દીસે જયકારી,
મા અકળ ગતી તમ ન્યારી;
નારાયણીરે નીરમળ છો નીસકામી,
ત્હારી કીરતી જુગોજુગ જામી.
ઝુલ. ભૈરવ અજાઇ ખોડીઆર ત્યાંયરે,
માનસરોવરમાં સઉ નાહ્યરે;
ભક્ત ચાચરે ગરબા ગાયરે,
ગોખે બીરાજ્યાંરે, જગજનુની જસ કરવા.

માના ચાલો. માના. ૭

સામોદીસેરે ગબ્બરગઢ ગુણવંતો,
જ્યાં હીંદોળો માજીનો ઝુલતો;
ધન ધનછેરે આરાસુરની ધરતી,
જ્યાં અંબાની આણુજ ફરતી.
ઝુલ. ગાએ સાંભળે તેને સુખ થાયેરે,
દુખ દાળીદ્ર સંકટ જાએરે;
તમ ગુણ માણેકલાલ ગાએરે,
તેડા દરસનરે દાસને શીર કર ધરવા.

માના. ચાલો. માના. ૮

## દોડી.

નમુ આદ્યશક્તી અંબીકા હું જાણી,
સકળ વીશ્વમાં મા તું નથી અજાણી;
જેના ચરણસરણ થકી તરેછે પ્રાણી,
નમુ આદ્યસક્તી અંબીકા હું જાણી. ૧
બધા વીશ્વ વીષે માજી વાસ ત્હારો;
બાંહ્ય ઝાલી માહારી જગતમાત તારો;
ગુણ ગાવા તાહારા પુરતી નથી વાણી,
નમુ આદ્યશક્તી અંબીકા હું જાણી. ૨
ખડગ ત્રીસુળધારી કીધી સીંહ સ્વારી,
મહીષ આદી ઘણા અસુર નાંખ્યા મારી;

દેવ સરવ કરે સ્તુતી મધુર વાણી,
નમુ આદ્યશક્તી અંબીકા હું જાણી. ૩
દોષ કોષ માજી માહારા ના સંભારો,
અભય આપી દુખ દારીદ્ર નીવારો;
કરો સાહ્ય તમે દાસ મને જાણી,
નમુ આદ્યશક્તી અંબીકા હું જાણી. ૪

---

## ગરબી.

સુંદીર શોભીતી કુદરતની રચનાઓ, સુંદીર શોભીતી—એ રાગ.

સુંદીર શોભીતી અંબાની છબી સારી સુંદીર સોભીતી ટેક.
અંબાની છબી સારી સુંદીર સોભીતી.
કોટી સુરજ સમ મુખડુ ઝળકે, બે વાર
કાને એરીંગ લીલમ લળકે, બે વાર
મુગટ માંહે હીરલા ઝળકે, બે વાર
કર કંકણુ ચુડીલો ચળકે, બે વાર
અજબ ખુબી અંબાની સુંદર શોભીતી અંબાની છબી
સારી. સુંદર શોભીતી.
મંગળમય છે નામ તમારૂ, બે વાર
નીસદીન મુખે હું ઉચ્ચારૂ, બે વાર
ચંદ્રવદન શોભીતુ સારૂ, બે વાર

જગતપાવની નામ તમારૂ, એ વાર
લાગે સઉને પ્યારૂ સુંદીર શોભીતી અંબાની છબી સારી.
સુંદીર શોભીતી.

મહીષાસુર મારણુ માહાકાળી, એ વાર
આરાસુરમાં અંબા દયાળી, એ વાર
બાળા બહુચર છો બીરદાળી, એ વાર
વીપત વીડારી ભય સૌ ખાળી, એ વાર
કૃપા કરો દુખ ટાળી, સુંદીર શોભીતી અંબાની છબી
સારી. સુંદીર શોભીતી.

ચુંડ મુંડ ચાંચડવત ચોળી, એ વાર
રક્તબીજને રણુમાં રોળી, એ વાર
સુંભ નીસુંભને માર્યા ખોળી, એ વાર
ઘણા દહીતને પાડ્યા ઢોળી, એ વાર
એવી અંબા ભોળી, સુંદીર શોભીતી અંબાની છબી
સારી. સુંદીર શોભીતી.

ઝગમગ જ્યોત ઝળકતી તાહારી, એ વાર
દરસણુ દેજો ત્રીસુળાધારી, એ વાર
ચંદ્રવદન નીરખુ સુખકારી, એ વાર
માણેકલાલ જાએ બલીહારી, એ વાર
વીનતી લ્યો ઉરધારી સુંદીર શોભીતી અંબાની છબી
સારી. સુંદીર શોભીતી.

## ગરબી.

કુંજબીહારીના નાટકનો રાગ.

આઈ આજે, રાજેશ્વરી રાજે,
કીરીટ શીશ છાજે, બીરાજે આનંદમાં;
કર સાહાજે, સીર તાજે, છત્ર છાજે, નાદ ગાજે,
આઈ આજે રાજેશ્વરી રાજે,
કીરીટ શીશ છાજે, બીરાજે આનંદમાં.

સાખી.

બેઠાં બાળા રસાળી રસરંગમાં,
સેવક સામુ જુવે આ ઉમંગમાં,
દઈત મારી નાખ્યા રણુરંગમાં,
જયજયકાર કીધો સુરસંગમાં.
આઇ આજે રાજેશ્વરી રાજે,
કીરીટ શીશ છાજે, બીરાજે આનંદમાં,
કર સાહાજે, છત્ર છાજે, નાદ ગાજે;
આઈ આજે રાજેશ્વરી રાજે,
કીરીટ શીશ છાજે, બીરાજે આનંદમાં.

સાખી.

આનંદ અધીકો આપતાં,
સરણાંગત શીરતાજ;
દરસણુ અંબા દેઇને,

ભકતની રાખો લાજ.

આઇ આજે રાજેશ્વરી રાજે,
કીરીટ શીશ છાજે બીરાજે આનંદમાં.
કર સાહ્યાજે, સીર તાજે, છત્ર છાજે, નાદ ગાજે,
આઈ આજે રાજેશ્વરી રાજે,
કીરીટ શીશ છાજે બીરાજે આનંદમાં.

સાખી.

જ્યોત ઝળકતી તાહરી,
વીશ્વે ઝાકઝમાળ,
નમી તને કરજોડીને,
વીનવે માણેકલાલ.

આઇ આજે રાજેશ્વરી રાજે,
કીરીટ શીશ છાજે બીરાજે આનંદમાં,
કર સાહ્યાજે, શીર તાજે, છત્ર છાજે, નાદ ગાજે,
આઇ આજે રાજેશ્વરી રાજે,
કીરીટ શીશ છાજે બીરાજે આનંદમાં.

---

## રાગ સીંહાનો કનરો.

કાહો તો રાજા સંગે હુ આવું, બક્તર પેહેરીને એને હરાવું—એરાગ

જય જય અંબા દીનદયાળી,
રાજ્ય રાજેશ્વરી છો મા કૃપાળી. જય જય. ૧

બહુરામ દાસને ઘેર પધારી મા,
લગ્નવીધીમાં ઘોળા ઘટવાળી. જય જય. ૨
મંડપ શોભા મેહેર કરીને,
વધારી તે હે બહુચર બીરદાળી. જય જય. ૩
તેવી રીતે મા કર સાહી માહારો,
ચરણુ શરણુ દો આરાસુરવાળી. જય જય. ૪
સત્ય ભરૂસો રાખુ મા તાહારો,
માણેકલાલનાં દુખ દોને ટાળી. જય જય. ૫

---

## ગરબી.

### પુનમચાંદનીનો રાગ.

આરાસુરમાં, વસ્યાં દેવી અંબીકારે,
જે છે જકતમાં, દીનજનની પ્રતીપાળ;
હેતે જુગતંબા જસ ગાઇએ આજે આપણેરે.
હેતે અંબીકા જસ ગાઇએ આજે આપણેરે.
ચંદ્રવદન સુંદીર અતીશય શોભતુરે,
કોટી સુર્યસમ ઝળકે માનુ તેજ.
હેતે જુ. હેતે અંબીકા.

સાખી.

આદ્યશક્તી તમે એક છો, વસીયાં ગઢ ગુજરાત;
નારાયણી નમુ હું તને, વીશ્વ વીશે વીખ્યાત.

જય જય ત્રીપુરા, તારણુ અધમ ઓધારણીરે,
ભગવતી ભવથી, તાર્યા ભક્ત અપાર.

હેતે જુ. હેતે અંબીકા.

સાખી.

જુગતંબા જગદીશ્વરી, જગમાં જ્યોતીરૂપ;
ઇંદ્ર અમર સ્તુતી કરે, પાર ન પામે ભુપ.
વીશ્નુ વીરંચી, શંકરને શેશ સારદારે,
નારદ શારદ, માજીના ગુણુ ગાય.

હેતે જુ. હેતે અંબીકા.

સાખી.

ભવતારક ભુવનેશ્વરી, ભજતાં ભાવટ જાય;
ભુમંડળ ગાજી રહ્યાં, ભકતને કીધી સાહ્ય.
દયાળી આનંદે, હું આવું શરણે તાહ્યરેરે,
વૈશ્નવી વીનંતી કરૂછું વારમવાર.

હેતે જુ. હેતે અંબીકા.

સાખી.

સુંભ નીસુંભને મારીયા, ચુંડને કીધો ચુર;
જગમાં જસ લીધો ઘણો, મારી મહીષાસુર.
એવાં અનેક રીપુદળને મા ત્હેં વીડારીયાંરે,
કીધાં ભકતોનાં ભાવે પુરણ કામ.

હેતે જુ. હેતે અંબીકા.

સાખી.

મંમાયા માહેશ્વરી, મંગળ છે તુજ નામ;
સેવકને સુખીયા કર્યા, દઈતનો ટાળી ઠામ.
જગમગ ઝળકે, જ્યોત અસુર વીડારણીરે,
વેદ જેહુને, નેતી નેતી ગાય.
હેતે જુ. હેતે અંબીકા.

સાખી.

જય જય જય આરાસુરી, અભરણુ ભરણી માત;
તારણુ તરણી આપ છો, સુખકરણી સાક્ષાત.
આધ નીરંજન અકળીત અભય સ્વરૂપછોરે,
સમરે તેહનાં પ્રાશ્ચીત દુર પળાય.
હેતે જુ. હેતે અંબીકા.

સાખી.

અંતરમાં ઉમંગથી, વીનવું વારંમવાર;
દરશન નીત્ય દ્યો દાસને, માહારે તુજ આધાર.
એવાં અલબેલી આનંદ અધીકો આપજોરે,
માણેકલાલનાં દુખ હરો મમાય.
હેતે જુ. હેતે અંબીકા.

---

## ગરબી સાતવાર.

પારે ક્યારે તેડસો મતબાલીરે—એ રાગ,

અંબે મતવાલી મા તને નમીએરે,
ત્હારા ચાચર ચોકમાં રમીએ. અંબે મત. તારા ચા. ૧
આદીતવારે આનંદ મને દેજોરે,
માહારા રૂદય કમલમાં રેહેજોરે;
વૈશ્નવી વીનતી સુણી લેજો. અંબે મત. તારા ચા. ૨
સોમવારે સત્ય તમે દેવીરે,
શીવ વીસ્નુ વીરંચીએ શેવીરે.
અંબા નથી તું જેવી તેવી. અંબે મત. તારા ચા. ૩
મંગલવારે માહા સુખકારીરે,
મહીસાસુરને નાંખ્યો મારીરે.
તારી ગહન ગતી દીસે ન્યારી. અંબે મત. તારા ચા. ૪
બુધવારે બાળા બહુચરીયાંરે,
ચુંડમુંડનાં મુસ્તક હરીયાંરે;
સઉ દેવનાં કારજ કરીયાં. અંબે મત. તારા ચા. ૫
ગુરૂવારે ગરૂડપર સ્વારીરે,
નીરખુ ચંદ્રવદન સુખકારીરે;
કરી દરસન જાઉ બલીહારી. અંબે મત. તારા ચા. ૬
શુકરવારે તે શોભા સારીરે,
ગોખે બીરાજ્યાં ત્રીસુળાધારીરે;
જુગોજુગમાં કીરતી તમારી. અંબે મત. તારા ચા. ૭
શનીવારે તે સુખની દાતારે,

નારદ વીણા લેઇ ગુણ ગાતારે;
ત્હારી ગતી ના જાણુ વીધાતા. અંબે મત. તારા ચા. ૮
સાતવાર તે જે કોઇ ગાએરે,
તેનાં દુખ દાળીદર જાએરે;
માણેકલાલને કરજો મા સાહ્ય. અંબે મત. તારા ચા. ૯

## ગરબી.

ચંદ્રકાંન્તાના નાટકના ગરબાનો રાગ.

આવ્યા નવરાત્રીના દીનરૂડા રળીઆમણા હો માત,
વેહેલાં આવજો હો માત વેહેલાં આવજો હો માત;
ગરબે રમવા આવો માત સોભાની ન રહે મણા,
હો માત વેહેલાં આવજો હો માત.
રાખું અંબા આશા ત્હારી શ્રી ત્રીભોવન તારણી,
હો માત વહેલાં આવજો હો માત.

સાખી.

અંતર આશા આપની, રાખું છું વીશ્વાસ;
આનંદ અધીકો આપીને, પુરો મનની આશ.

દરસન આપો અંબેમાત દયા દીલ લાવીને,
હો માત વેહેલાં આવજો.
માહારાં પાશ્રીત દુરપળાય, મયા કરો આવીને;
હો માત વેહેલાં. વેહેલાં.

સાખી.

બાળા ત્રીપુરા નામ છે, જગજાહેર જગમાત;
સેવકને સુખીયા કર્યા, દઇતોની કરી ઘાત.
આદ્ય સ્વરૂપ છો અકળઅજાત અખીલ અમરેશ્વરી,
હો માત વેહેલાં;
વાહન વાઘતણુ કરી માત ત્રીશુળ કરમાં ધરી,
હો માત વેહેલાં, વેહેલાં.

સાખી.

મારી સુંભની સુંભને, ચુંડને કીધો ચુર;
જંગમાં જસ લીધો ઘણો, મારી મહીશાસુર.
બેઠાં ગોખે કરતાં ચ્યોખ કે સજીયા સોળ છે,
હો માત વેહેલાં. વેહેલાં
ઝગમગ ઝળકે જ્યોતપ્રકાસ કે મુખ તંબોળ છે,
હો માત વેહેલાં. વેહેલાં.

સાખી.

હરષથકી હું માતને, વીનવું વારમવાર;
ત્રીવીધીતાપ સમાવજો, માહારે તુજ આધાર,
દરસન દીન દીન આપો આપ જગત જગદીશ્વરી,
હો માત વેહેલાં. વેહેલાં.
માણેકલાલ તે તુજગુણ ગાય તેની પર દયા કરી,
હો માત વેહેલાં. વેહેલાં.

## ગરબી.

દેવીરે દાતા અલબેલી અંબા—એ રાગ.

અંબે અલબેલી તને નમીએ,
દેવીરે ત્હારા ચાચરમાં રમીએ. ટેક.

કે આદીતે આનંદથી રહીએ,
માજી ત્હારે ચરણે ચીત દઇએ;
આરાસુરી માના ગુણ ગાઇએ. અંબે અલ. ૧
સોમે મને સત્ય, સેવક જાણી;
કૃપા કરો ઉર દયા આણી.
સાહ્યરે કરો આરાસુર રાણી. અંબે અલ. ૨
મંગળે મંગળ મા કરીએ,
અંબા ત્હારૂ ધ્યાન રૂદે ધરીએ;
નામે ત્હારે ભવસાગર તરીએ. અંબે અલ. ૩
કે બુધે બાળા બહુચરીયા,
ભકતોને સુખી ઘણા કરીયા;
દહીતો મારી દેવના દુખ હરીયા. અંબે અલ. ૪
ગુરૂએ ગબ્બર ગઢવાળી,
આદ્યશક્તી અંબે દયાળી;
દરસન આપો નીરખું ન્યાળી. અંબે અલ. ૫
શુકરવારે સરસ છબી છાજે,
તેજે માને કોટી સુરજ લાજે;

છત્રરે સીર અંબાને છાજે. અંબે અલ. ૬
શનીવારે સીંહ ઉપર સ્વારી,
બેઠાં માજી આયુધો ધારી;
બીરદાળી ત્હારા નામની બલીહારી. અંબે અલ. ૭
સાતે વાર જે કોઇ ગાશે,
અંબા તેને પ્રસન ઘણાં થાશે;
માણેકલાલની પુરજો આશે. અંબે અલ. ૮

---

## ગરબી.

વળતો વાલમારે નચાવી લલચાવ્યાં લોચન—એ રાગ.

અકળીત ઈશ્વરીરે, પ્રણમુ પ્રેમથકી મંમાય;
અધમ ઓધારણીરે, અંબે આરાસુરની રાય.
ત્રીપુરા તારણીરે, બાળા બીરદાળી જગમાત;
જ્યોતી ઝળકતીરે, જક્ત વીષે માં છો વીક્ષાત.
વણીકને મેહેર કરીરે, ઉદધી માહે તારી ઝાઝ;
માર્યો મહીષનેરે, આપ્યુ વીમળસાહને રાજ.
વલભ યદુ તારીયારે, વિશ્વે નામ રહ્યુ વીક્ષાત;
સંકટ કાંપતાંરે, ભક્તની વાહારે ચઢતાં માત.
જકત જનુનીછોરે. ત્હારો પુરણ પ્રઉઢ પ્રતાપ;
અખીલ અમરેશ્વરીરે, હરો મુજ ત્રીવીધી કેરા તાપ.
અભય કરો દાસનેરે, માણેકલાલ લાગે તમારે પાય;

હરસ સુખ આપજોરે, દીન દીન મતબાલી મંમાય.

---

## ગરબી.

દીનદયાળી આશાસુરવાળી કૃપા કરો માહાકાળી માહાકાળી.
માત મયાકર દેવી દયાકર, જુગતંબા જસવાળી જસવાળી,
પરમ કૃપાળીરે, ઇંદ્ર અમરની, છો સુખકરની,
વાહારે ધાયાં બીરદાળી. દીનદયાળી.
મા અનપુર્ણારે, સૌને બચાવો, આવોરે આવો,
ભવ ભય ભંજનવાળી. દીનદયાળી.
શત્રુ માહારારે, મારો ને મારો, આવે જો આરો,
દુખ મુજ નાખો ટાળી. દીનદયાળી.
માત અંબારે, પુજવા પારો આપજો વારો.
દાસને માત દયાળી. દીનદયાળી.

---

## લાવણી.

નમુ આદ્યશક્તી નારાયણી અંબામાતા,
જગવંદન જગની માત કરો સુખ સ્યાતા;
દીનદયાળી દહીંતને મારી ડંકો દીધો,
દેવોને કીધી સાહ્ય અમીરસ પીધો;
વિધી વીશ્નુ શંકર સ્તેવે છે જોડી પાણી,
નેતી નેતી નીગમે નીત્ય વદે છે વાણી;

તમો આદ્યા અવીચળ એક અખીલ અજાતા,
નમુ આદ્ય શકતી નારાયણી અંબા માતા. ૧
સીંહસ્વાર થઇને ચુંડ મુંડને ચોળ્યા,
વળી રકતબીજ મહીષાસુર રણમાં રોળ્યા;
સારદ નારદ નેહથી વીણા કર ધારી,
નીત્ય જપે અંબીકા નામ સ્તુતી કરે ત્હારી;
ત્રીપુરા તારણ છો માત જગત વીક્ષાતા,
નમુ આદ્ય શકતી નારાયણી અંબા માતા. ૨
કાળી કરૂણાળી બાળા બહુચર બાઈ,
ઉદધીમાં તારવા જ્હાજ ત્રીસુળ લેઇ ધાઈ;
ત્હેં વણીકને કીધી સાહ્ય સરણ મા આવ્યો,
ઘણી વીનતી કીધી માત તુજ મન ભાવ્યો;
ભુમી ભાર ઉતારણ હાર શાન્તી સુખદાતા,
નમુ આદ્ય શક્તી નારાયણી અંબા માતા. ૩
છો ભવ ભય ત્રાતા અધમ ઉધારણ દેવી,
રીદ્ધી સીદ્ધીના દાતા નથી તુજ જેવી;
કરો ભકતોનાં પુરણ કામ દુખ સઉ કાપો,
સેવકને સીર મંમાંય હસ્ત તમે સ્થાપો;
કહે માણેકલાલ તાહરો કરો સુખ સ્યાતા,
નમુ આદ્ય શક્તી નારાયણી અંબા માતા. ૪

## ગરબી.

અંબા મા દરશન દેજો આજ,
તમે છો શરણુંગત શીરતાજ;
મા રાખો સેવકજનની લાજ,
કરો છો ભકતોનાં પુરણ કાજ;
કર્યાં ત્હેં સુર સકળનાં કાજ,
કલ્યાણી કર કરૂણા મહારાજ. ટેક.

જગતંબા જગદીશ્વરીરે, વીશ્વનીયંતા માત,
જ્યોત ઝળકતી તાહ્યરી મા, શકતી સબળ અઘાત;
દયાળી દુખહર ગરીબ નીવાજ. તમે છો. અંબામા. ૧
રાજ્ય રાજેશ્વરી માવડીરે, નમી કરૂં હું પ્રણામ;
વાઘેશ્વરી વરદાયની છો, ચાર જુગે તુજ નામ;
સદા છો સેવકને શીરતાજ. તમે છો. અંબામા. ૨
વૈશ્નવી વીશ્વે વસીરે, પળ પળ લેતાં સંભાળ,
વીજય કરો વીશ્વંભરી મા, વિનવે માણેકલાલ;
કૃપા કરી બાંહ્ય ગ્રહો માહારાજ. તમે છો. અંબામા. ૩

---

## ગરબી.

મેહેલે પધારો મારારાજ—એ રાગ.

શરણે આવ્યો મોરી માત બહુચર ત્હારે શરણે હું આવ્યો;
દેવી જુગમાં છો વીક્ષાત બહુચર ત્હારે શરણે હું આવ્યો.ટેક.

સાખી.

વીશ્વંભરી વીશ્વાસથી, શરણે આવ્યો આજ;
દરસનનું સુખ આપીને, તમે મેહેર કરો માહારાજ. બહુ. ૧

સાખી.

રૂપ રસીક ઘણું માતનું, ચંદ્રવદન ચળકાર;
નીરખુ માને નેહથી, તારી જ્યોત દીસે ઝળકાર. બહુ. ૨

સાખી.

મારી સુંભ નીસુંભને, માર્યો મહીષાસુર;
દહીતોને વીડારીયા, ચુંડ મુંડને કીધા ચુર. બહુ. ૩

સાખી.

જુગમાં જસ લીધા ઘણા, કરીને એવાં કાજ;
સાહ્ય કરી સઉ દેવને, મારી માજી ગરીબનીવાજ. બહુ. ૪

સાખી.

ભવતારક ભુવનેશ્વરી, મંગળમય તુજ નામ;
વીશ્નુ વીધીને સીવપણ, તારો જાપ જપે આઠે જામ. બહુ. ૫

સાખી.

મતબાલી માહેશ્વરી, મંમાયા જગ માત;
સર્વ રચેલુ છે તમે, તેની દોરી તમારે હાથ. બહુ. ૬

સાખી.

દીનદયાળી દાસને, દરસન તેડો પાસ;
મહેર કરીને માવડી, માણેકલાલ રાખે તારી આસ. બહુ. ૭

## ગરબી.

### અંબા ના તલસાવોરે—એ રાહ.

અંબા દરસન દેજોરે,
જાણી ત્હારો દાસ મને મા. અંબા. ટેક. ૧
તનડું તલસે મુખ જોવાને મા,
રીઝી સીદ્ધી તમે દેજોરે. જાણીતા. અંબા. ૨
કુમ કુમ અક્ષત લેઇને વધાવુ મા,
પુજુ પારો વારો દેજોરે. જાણીતા. અંબા. ૩
અબીલ ગુલાલ ચંદન ચર્ચુ મા,
ધુપ દીપ માની લેજોરે. જાણીતા. અંબા. ૪
કપુર પુષ્પના હાર પેરાવુ મા;
સુગંધી અત્તર લેજોરે. જાણીતા. અંબા. ૫
પકવાન પીરસી થાળ લાવુ મા,
ધીમે ધીમે જમી લેજોરે. જાણીતા. અંબા. ૬
લવીંગ સોપારી પાનની બીડી મા,
પ્રીતે આરોગી લેજોરે. જાણીતા. અંબા. ૭
આરતી કરૂં હું કપુર લાવી મા,
પ્રસાદી મુજને દેજોરે. જાણીતા. અંબા. ૮
નાગરબાળની વીનતી સુણી મા,
જગ જસ અંબે દેજોરે. જાણીતા. અંબા. ૯
આનંદ દેઇને દુખ નીવારો મા,

લાલને હ્રદયે રેહેજોરે. જાણીતા. અંબા. ૧૦

## પદ (રાગ) મોહોરમનો.

માત માતરે અંબે દયાળી તું દાતા;
કરો સેવકને મા સુખશ્યાતા. હો માત. ટેક. ૧
હાંરે ત્રીપુરેશ્વરી ત્રીસુળાધારી,
ઘણા દહીતોને નાંખ્યા તેં મારી;
મહીશ માર્યો સીંહે કરી સ્વારી. હો માત. ૨
તને ઇંદ્ર જોગીંદ્ર મુની ગાવે,
બ્રહ્મા વીષ્નુ દરસન નીત્ય આવે;
આવી નારદ તુમર બજાવે. હો માત. ૩
વરદાયની વીશ્વંભરી દેવી,
તને સુર સનકાદીકે સેવી;
નારાયણી નથી તું જેવી તેવી. હો માત. ૪
આદ્ય શકતી અકળ તને જાણી,
નિગમે વેદ વિષે મા વખાણી;
શરણે રાખજો આરાસુર રાણી. હો માત. ૫
માજી જાગતી જ્યોત છે તમારી,
મારા શત્રુને નાંખજો મા મારી;
માણેકલાલ કહેછે આશ અંબા તારી. હો માત. ૫

---

## હોરી ( રાગ ) કાફી.

હોરી ખેલે આરાસુરવાળી.–ટેક.

સરસ્વતી કનકાઇ અરબુદા, માહાલક્ષ્મી માહાકાળી,
અનપુરણાને નંદા આનંદા, હરસીધ્ધ મા હેતવાળી;
આવ્યાં પ્રેમે બહુચર બાળી. હોરી. ૧
આસાપુરી કુલબાઇ અંબાઇ, ખોડીઆરને ભદ્રકાળી,
ચુંડી ચામુડા ત્રીપુરેશ્વરીને, વેહેરાઇ મા મતબાલી;
આવ્યાં માત હીંગળાજવાળી. હોરી. ૨
કુમકુમ કેસર કેસુતણો રંગ, અબીલ ગુલાલ ઉછાળી;
છાંટે પરસપર ભરી પીચકારી, રંગતણી હદવાળી;
ખેલે હોરી અંબા દયાળી. હોરી. ૩
મૃદંગ ખંજરી સરણાઇ વાગે, ઢોલને પીની રૂપાળી,
નરઘાં ભેરને ભુંગળ તુંબળ, સારંગી સુખવાળી;
તુરાઇ વેણુ વીસાળી. હોરી. ૪
ગોમુખ તાઉ સડાકને ડમરૂ, ઝાંઝ મોરલી ઝુલવાળી,
પખાજ બંઉસરી ઘંટ ઘડીઆળી, ચીકતારા એકતાળી;
મંજીરા તબલ રસાળી. હોરી. ૫
સરવે મળી હોરી ગાતી રસીક રંગ, રાગ વસંત વીસાળી,
ચાચરમાં થેઇ થેઇ થાયછે, લે છે પરસપર તાળી;
ખેલે સઉ માત મયાળી. હોરી. ૬
પુષ્પતણી વૃષ્ટી દેવ કરેછે, જગતી જ્યોત જયાળી,

જય જય શબ્દ ઉચ્ચારે સુર સઉ. ચંદ્રવદન નીહાળી;
જગત જનુની જસવાળી. હોરી. ૭
નઉતમ લીલા ત્હારી શું વરણું, બરદ પાળો બીરદાળી,
માણેકલાલને સીર કર ધરજો, દરશન દેજો દયાળી;
દુખ સઉ નાંખો ટાળી. હોરી. ૮

---

## (રાગ) પ્રભાત સીંધુડો.

જાગો આરાસુરી જકત ઉજાળવા, ભકતભીડ ભાગવા હે ભવાની;
ચંદ્રવદન તુજ નીરખવા કારણે, દ્વારે ઉભા અમરમુની જ્ઞાની. ટેક.
સીવ સ્તવન કરે વીષ્નુ ધ્યાને ધરે, વેદ બ્રહ્મા ભણે મુખ ચારે;
સારદ નારદ સ્તવત ગુણ તાહરા, અરૂણ તો આરતી મા ઉતારે. જાગો. ૧
માત તમ બાલી હે અંબે આરાસુરી, જકતમાં જ્યોત ત્હારી પ્રકાસે,
વીશ્વ બધા વીસે વાસ છે તાહરો, નામ તારાથી ભય સર્વ નાસે. જાગો. ૨
પ્રણુત જન પાળતાં બીરદ સંભાળતાં, પાપ પ્રજાળતાં ભકત કેરાં,
નવનીદ્ધ રીદ્ધ સીદ્ધ દાતા દેવી તમે, ભકતનાં કાજ કીધાં ઘણેરાં. જાગો ૩
આદ્ય અખીલેશ્વરી માત માહેસ્વરી, તારણી ત્રીપુરા સુખદાઇ;
દીનદયાળી મા દરસન તેડજો, ફેડજો દુખ મુજ કર સાઈ. જાગો ૪
નાગર બાળ માણેકલાલ વીનવે, ચરણ સરણ ધો સુખદાતા;
આસરો એક આધાર છે તાહરો, ત્રીભુવન તારણી અંબે માતા. જાગો. ૫

---

## પદ રાગ કાફી.

### સમરૂ સદા ભરપુર—એ રાહ.

પુજન કરો આ સ્વીકાર,
દયાળી દીલ ધરી મા. પુજન કરો. ટેક.
જગજનુની જગમાં જશ તારો, વિજય સકળ કરનાર;
નમુ પદ જગદીશ્વરી મા. પુજન કરો. ૧
કુમકુમ અક્ષત સંગે લઇને, આવ્યો માજી તુજ દ્વાર;
સબળ સત્ય જોત્ય ખરી મા. પુજન કરો. ૨
પુજા હે અંબે પ્રેમે કરૂં હું, અધમ ઓધારણુ હાર;
નમુ પદ પરમેશ્વરી મા. પુજન કરો. ૩
પુષ્પાક્ષત સંગે ધુપ દીપ પ્રગટયો, માજી કરો અંગીકાર;
અકળગત આપ ખરી મા. પુજન કરો. ૪
રીદ્ધી સીદ્ધીદા વર સુભદાતા, પામે ન કો તુજ પાર;
લાલ રદયે રહેજો ઠરી મા. પુજન કરો. ૫

---

## ત્રોટક છંદ.

જય માત દયાળી દયા કરજો,
સહુ કીલ્મીસ અંબે તમે હરજો;
મુજ અર્જ તમે દિલમાંહે ધરો,
ભવતારણી દુખ સમસ્ત હરો. ૧
ભજતાં તમને સહુ કષ્ટ સ્યમે,

ભવસિંધુથિ તારજો માત તમે;
જનુનિ જગમાં જસ તારો ખરો,
ભવતારણી દુખ સમસ્ત હરો. ૨
કરે વંદન દેવ ઉભા રહીને,
વળિ નારદ તુંમરને ગ્રહીને;
કર સાહી તમે મુજ વિઘ્ન હરો,
ભવતારણી દુખ સમસ્ત હરો. ૩
ચુંડ મુંડને સુંભ નિસુંભ હણ્યા,
મહીષાસુર મારિ ન રાખી મણા;
મુજ પાપતણિ તમે શાન્તિ કરો,
ભવતારણી દુખ સમસ્ત હરો. ૪
જગમાં તુજ શકતી દીસે સગળે,
તુજ નામથકી સહુ દુખ ટળે;
પ્રણમુ પદ લાલ તમારો ખરો,
ભવતારણી દુખ સમસ્ત હરો. ૫

## ગરબી.

તમે અજાણ્યા અમે જાણીયેરે—એ રાહ.

નમુ અંબે મા મતવાલીનેરે,
તેડા ચાચર આવું ચાલીનેરે;
દેજો દરસન દીનદયાળી,
અંબામા આસરો છે તાહારોરે. માજી આ. ૧

આરાસુરમાં તે ત્હારો વાસછેરે,
જગમગતી જ્યોત પ્રકાસછેરે;
સેવે સુર સકળ થઈ દાસરે. અંબામા. માજી આ. ૨
તારૂં તેજ કોટી રવી સારખુરે
ત્હારો પ્રતક્ષ મહીમા પારખુરે;
હુતો નજરે જોઈ જોઈ હરખુ. અંબામા. માજી આ. ૩
ત્રીસુળાધારી સીંહ સ્વારછોરે,
માજી નોધારા આધારછોરે;
હુંતો વીનતી કરૂ વારમવારરે, અંબામા. માજી આ. ૪
મા ત્હેં અસુર ઘણુાને મારીયારે,
વળી દેવ સકળા ઉગારીયારે;
દેવી ભકતો તમારાને તાર્યા. અંબામા. માજી આ. ૫
માજી મનવાંછીત ફળ આપજોરે,
પોતાનો કરી મુને થાપજોરે;
માહારાં દુખ સરવ તમે કાપો. અંબામા. માજી આ. ૬
ભગવંતી ભબસીંધુ તારજોરે,
માહારાં પાપ સરવ નીવારજોરે;
માણેકલાલને સીરકર ધારો. અંબામા. માજી આ. ૭

## રાગ ખમાયચી.

નમુ નમુરે અંબે અલબેલી,
માહારા જનમો જનમની તું બેલીરે. ટેક.

જાગતી જ્યોત ઝળકતી ત્હારી;
મુરતી વીદ્યુત રંગની રેલીરે. નમું નમું. ૧
સીંહારૂઢ થઇ મહીશને માર્યો;
દેવને થઈ આનંદ હેલીરે. નમું નમું. ૨
વીશ્વંભરી વીશ્વે રહ્યાં વ્યાપી;
દેવ સરવ પુજે પહેલીરે. નમું નમું. ૩
ભકતપાળક છો માત ભવાની;
સરણાંગતની મા તું બેલીરે. નમું નમું. ૪
લાલ ત્હારો દરસન ચીત ચાહે,
રદે રહેજો છબીલી છેલીરે. નમું નમું. ૫

---

## રાગ ધનાશ્રી.

પુર્ણ થઓ છે ખેલ સજનો, એ રાગ.
અંબા ભજે સુખ થાય;
સમર લે તું અંબા ભજે સુખ થાય. ટેક.
જે સમરે તે માહા સુખ પામે;
વેદ પુરાણુ ગાય. સમર લે. ૧
વ્યાસ વસીષ્ટ સારદમુની નારદ;
સ્તુતી કરી ગુણ ગાય. સમર લે. ૨
સૂર્ય ચંદ્ર ગ્રહ ગગન પ્રકાશે;
તેમની છો મંમાય. સમર લે. ૩

બ્રહ્મા વીશ્નુ સુર સનકાદીક;
ચીતથી તુજને ધ્યાય. સમર લે. ૪
મારકુંડ જયમુની ઇંદ્રાદીકે;
સેવી તને જગમાય. સમર લે. ૫
વીશ્વામીત્રને બ્રહ્મપદ આપ્યુ;
નામ તારાથી તરાય. સમર લે. ૬
મહીસાસુર ભેંસાસુર મારી;
દેવને કીધી ત્હેં સાહાય. સમર લે. ૭
આદ્યશકિત તું એક અંબીકા;
નીગમે નેતી કેહેવાય, સમર લે. ૮
રકતબીજને રણમાં રોળ્યો;
ક્રોધ કરી મંમાય. સમર લે. ૯
શકતી આશરે સર્વ રહેછે;
કાર્ય સફળ સઉ થાય. સમર લે. ૧૦
જન્મ ધરી તુજ પાર ના આવ્યો;
તેનો તે જન્મ વ્રથાય. સમર લે. ૧૧
અનેક રંકને રાય કર્યા ત્હેં;
જુગમાં જસ તુજ ગાય. સમર લે. ૧૨
સર્વ સ્થળે મા વાસ છે ત્હારો;
જાપ તમારો જપાય. સમર લે. ૧૩
દયા કરી આ અર્જ સ્વીકારો;

માજી કરો કરૂણાય. સમર લે. ૧૪
માણેકલાલને શરણે રાખો;
તુજ ચરણ ચીત ન્હાય. સમર લે, ૧૫

---

## ગરબી.

રૂસણું મેલોને રાધીકારે—એ રાગ.

આજ ઘડી આનંદનીરે;
હાંહાંરે અંબા દરશન જઇએ. ટેક.
સરખા તે સરખી સઉ મળીરે;
હાંહાંરે માજીના ગુણ ગાઇએ. આજ ઘટી. ૧
ગરૂવો તે ગુજારત દેશછેરે;
હાંહાંરે આરાસુર તેમાં કહીએ. આજ ઘડી. ૨
તેપર માજી બીરાજતાંરે;
હાંહાંરે આવે શ્રાવણ સંઘ. આજ ઘડી. ૩
અંગ ઉમંગ બહુ જામતોરે;
હાંહાંરે નીત્ય નવનવો રંગ. આજ ઘડી. ૪
સકળ ભકતો સુખ પામતારે;
હાંહાંરે જેને જેવો છે ભાવ. આજ ઘડી. ૫
સંકટ તેના મા કાપતાંરે;
હાંહાંરે આપે તેવોજ લ્હાવ. આજ ઘડી. ૬
બેઠાં ગોખે માજી સ્યે[illegible]

હાંહાંરે પેહેરી જરકસી સાડી. આજ ઘડી. ૭
ગરબા ચાચર લોક ગાયછેરે;
હાંહાંરે માના ચોક અગાડી. આજ ઘડી. ૮
શણુગાર સરસ્ર સોળે સજ્યારે;
હાંહાંરે આભુષણુ ઝુમતો. આજ ઘડી. ૯
પારીજાતક જુઇ મંદારનારે;
હાંહાંરે એવા હારને પુમતા. આજ ઘડી. ૧૦
વાહન વાઘતણુ કરીરે;
હાંહાંરે કરમાં ત્રીસુળ ધરીને. આજ ઘડી. ૧૧
આદ્યા અવીચળ એકછોરે;
હાંહાંરે નમુ અમરેશ્વરીને. આજ ઘડી. ૧૨
હરીહર સ્તવન કરે ઘણુંરે;
હાંહાંરે અરૂણુ આરતી ઉતારે. આજ ઘડી. ૧૩
ઝગમગ જ્યોત પ્રકાશછેરે;
હાંહાંરે તેજે ત્રીભોવન હારે. આજ ઘડી. ૧૪
ચાચર થેઇ થેઇ થાયછેરે;
હાંહાંરે માજી મુખ મલકાવે. આજ ઘડી. ૧૫
નીરખે સઉ માને ફરી ફરીરે;
હાંહાંરે નઇણાં ત્રપત ન થાયે. આજ ઘડી. ૧૬
નાગર નૃત્ય કરે ઘણુરે;
હાંહાંરે પુજા બહુ વીધી થાયે. આજ ઘડી. ૧૭

જુગતંબા જગદીસ્વરીરે;
હાંહાંરે પાવડીઓ પુજાએ. આજ ઘડી. ૧૮
પુરણ પ્રતાપ મા તાહરેરેરે;
હાંહાંરે કેટલુ કહુ સાંભળને. આજ ઘડી. ૧૯
દેવનાં દુખ મા કાપીયાંરે;
હાંહાંરે દળી દઈતના દળને. આજ ઘડી. ૨૦
ભકતવત્સળ ભવતારણીરે;
હાંહાંરે લળી પાયે હુ લાગુ. આજ ઘડી. ૨૧
દરસન દીન દીન આપજોરે;
હાંહાંરે માજી મુખથી હું માગુ. આજ ઘડી. ૨૨
ગાય શીખે ને સાંભળેરે;
હાંહાંરે મનવાંછીત થાયે. આજ ઘડી. ૨૩
માણેકલાલની વીનતીરે;
હાંહાંરે તુજ દરસન ચાહે. આજ ઘડી. ૨૪

---

## ગરબી.

છેલ છબીલી બહુચરીયાં એ રાગ.

ચાલો આશાસુરની વાટેરે, અંબા દરસન કરવાને;
જગજનુની જોવા માટેરે, પાપ સરવ પરીહરવાને. ટેક.
અભયાવર કરણી દાતારે, માતા છો મમ સુખકારી;
મુજ કૃતી સામુ ના જોશોરે, ભવજળદીચી દો તારી. ચાલો. ૧

મહીસાસુર મરદન કીધુરે, વણીકની વાહારે ધાઈ;
તમે ઝાઝ તારીને દીધુરે, કર મધ્યે ત્રીસુળ સાઈ. ચાલો. ૨
માજી સંકટ સરવે કાપોરે, અવીચળ આપો મા વાણી;
વરણુન શું કરૂ મા ત્હારૂરે, આરાસુરીની પટરાણી. ચાલો. ૩
ઝળહળ તો પારો ત્હારોરે, પળ પળ ઉપકારો કરતી;
દરસન દેઇ અંબા તારોરે, કીલમીસ માહારો સઉ હરતી. ચાલો. ૪
મુજ લાજ બધી તમ હાથેરે, માજી મન માની લેજો;
ભવતારણી ભવદુખ ભાગીરે, ભકતને સીર ગાજી રેહેજો. ચાલો. ૫
રહ્યાં વીશ્વ વીસે મા વ્યાપીરે, અરજ આ મારી ઉર ધરશો;
આણુંકલાલને તારો જાણુરે, માજી સીરપર કર ધરશો. ચાલો. ૬

---

## ગરબી.

મેલો મોહન મારી માટલી—એ રાગ.

નમુ હું અંબીકાજી માતને,
હાંરે નમતાં પ્રાશ્ચીત જાય;
ભવસાગર સેહેજે તરે,
હાંરે ભજતાં ભાવટ જાય. નમું હું. ૧
આરાસુર અલબેલડીરે, વસ્યાં આનંદભેર;
દેવોને આદ્ય કીધી ઘણી, હાંરે થઇ લીલાલેહેર. નમું. ૨
ભવમાં ભોળી માતછોરે, દઇત દળ્યા અપાર;
જુગતંબા જસ તાહારો, હાંરે માર્યો મહીસને માર. નમું ૩

બાળા ત્રીપુરા નામછેરે, જગમાંહે વીખ્યાત;
માણેકલાલ તમ દાસપર, હાંરે મેહેરકરો મોરી માત.નમું. ૪

## ગરબી બીજી.

ચાલો જઇએ ચાચરચોકમાં, હાંરે જ્યાં છે અંબીકાજી માત;
ભકતપાળક ભુવનેશ્વરી, હાંરે ભવતારક માત. ચાલો. ૧
આરાસુરી આનંદમાંરે, ધર્યા સોળ શણુગાર;
બાંહે બાજુબંધ બેરખા, હાંરે પેરચા મોતીના હાર.ચાલો, ૨
નીરખ્યાં માને નેહથીરે, થયાં સીંહ સવાર;
ઝગમગ જ્યોત ઝળકી રહી, હાંરે લીધાં ત્રીસુળકટાર.ચાલો. ૩
દીનજન તારક માતછોરે, શું વરણું હું રૂપ;
ત્રણે કાળે જુજવાં, હાંરે મા ધરો છો સ્વરૂપ. ચાલો. ૪
પ્રાતહ પેહેલા પોહોરમાંરે, ધરો કન્યાનું રૂપ;
આરતી થાએ અતી ઘણી, હાંરે ઘણો થાય છે ધુપ. ચાલો ૫
મધ્યાને માહેશ્વરીરે, મતબાલી હો માય;
જોબન રૂપ ઝળકાવતાં, હાંરે બેઠાં ગોખની માંય. ચાલો. ૬
સાયંકાળે સુંદરીરે, વૃદ્ધા રૂપ દેખાય;
જાગતી જ્યોત મા તાહારી, હાંરે કયમ વરણુન થાય. ચાલો. ૭
જગતંબા જગશ્વરીરે, માણેકલાલ લાગે પાય;
પુરો મનોરથ ભક્તના, હાંરે કરો સેવકને સાહ્ય. ચાલો. ૮

## ભુજંગીછંદ.

નમુ માત અંબે તમે શાંન્તિદાતા,
જગતવંદનિ વીશ્વવીશે વીખ્યાતા;
માર્યા સુંભ નિસુંભ ત્રીસુળધારી,
નમું આદ્યશક્તી મા આનંદકારી. ૧
બધા વિશ્વમાં માત સર્વોપરિ છો,
નીગમે સકળ શાસ્ત્રના ઉપરી છો;
દેવી સર્વ ભકતોતણા ભય હારી,
નમું આદ્ય શકતી મા આનંદકારી. ૨
તને તો સ્તવે સેશ મહેશ ઇંદ્ર;
રૂષી મુનીયોને વળી સુર્યચંદ્ર,
અસી હાથ ધારી કરી સીંહસ્વારી;
નમું આદ્યશકતી મા આનંદકારી; ૩
ધરી વ્હાલ વલભને માજી તાર્યો,
યદુરામનો લગ્નવિધી સુધાર્યો;
ઘણા ભકતને તેં લીધા દેવિ તારી,
નમું આદ્યશકતી મા આનંદકારી. ૪
કરિ મેહેર માજી ગ્રહો હસ્ત મારો,
ગણી બાળ તતકાળ દ્યો સુખવારો;
સહર્ષે કરૂ અર્જ હે માત મ્હારી,
નમું આદ્યશકતી મા આનંદકારી, ૫

ખરી જાગતી જ્યોત છે જકતમાંહે.
તારિ વિશ્વમાં વ્યાપી શકતી સદાયે;
શરણે રાખિ આ લાલને લે ઉગારી,
નમું આદ્યશકતી મા આનંદકારી. ૬

## વસંતતીલકા છંદ.

હે વીશ્વવંદ્ય ત્રીપુરા, ત્રીગુણાત્મ માત,
શકતી તમારી સઘળી સબળી અઘાત;
વ્યાપી રહી જગતના જીવ તારવાને,
ભકતોનું માન જગમાંય વધારવાને. ૧
માયા મહાન બળવાન મહેશ્વરીને,
નમુ આદ્ય દેવી અંબા ભુવનેશ્વરીને;
નીત્યે નમી નમી પાય સ્તુતી હું કરૂછું,
મતબાલી માય નારાયણીને નમુછુ. ૨
વીશ્વેશ્વરી સકળ દુખ સંકષ્ટ કાપ્યાં,
સંહારી સર્વ ભયને સુખ નીત્ય આપ્યાં,
માયા તમારી બળવાન તેમાં ભમુ છુ,
મતબાલી માય નારાયણીને નમુછુ. ૩
શીવાસતી સરસ્વતી ભગવતી માયા,
શ્રી અંબે આદ્ય અખીલેશ્વરી જકત રાયા,
ત્હારા પ્રતાપ થકી હું જગમાં વસું છુ,

મતબાલી માય નારાયણીને નમુ છુ. ૪
ઉમા રમા અભયદા અકળેશ્વરીને,
માહાલક્ષ્મી અષ્ટ ભુજીયા કોટેસ્વરીને;
રાખું સદા હૃદયમાં તમને ચહુછુ,
મતબાલી માય નારાયણીને નમુછુ. ૫
કલ્યાણી કાળી કમળા હરસીદ્ધ દેવી,
ગાયત્રી ગંભીરગિરા સઉ દેવી સેવી,
શાર્ષ્ટાંગ પાય નારાયણીને નમુ છુ,
મતબાલી માય નારાયણીને નમુ છુ. ૬
નામો તમારા અગણીત સુગુણ ગાઉ,
આરાસુરી સમરતાં બલિહારી જાઉ;
રાખો સમીપ મુજને સ્તુતી હું કરૂ છુ,
મતબાલી માય નારાયણીને નમુ છુ. ૭
બીજો ન આશ્રય ધરૂ તુજ બીન અન્ય,
તારો ભવાનિ જગદિશ્વરિ આવ્યો શર્ણ;
પ્રેમે કરી જગતમાત તને ભજુંછું,
મતબાલી માય નારાયણી ને નમુંછું. ૮
હે માત આશ મુજને મનમાં ઘણેરી,
આપો સદાય ભકતી તુજ નામ કેરી;
આ લાલ તારો વીનવે પદ પ્રણમુંછું,
મતબાલી માય નારાયણીને નમુંછું. ૯

## ગરબી રાગ બનઝારો.

હાંરે અંબામા દીનદયાળી,
જય બહુચર મા બીરદાળી. અંબામા. જય. ૧
હાંરે આદ્યશકતી અંબીકા જાણી,
ગોખ મધ્યે બીરાજે રાણી;
ભુતળમાં ભોળી ભાળી. અંબામા. જય, ૨
હાંરે માનું મુખડુ પુનમચંદ્ર,
ગુણુ ગાય વીધી ને ઇંદ્ર;
જુગજુગમાં છો જસવાળી. અંબામા. જય. ૩
હાંરે માની સીંહની ઉપર સ્વારી,
લઇ બેઠાં ત્રીસુળ કટારી;
જય જય ગબ્બર ગઢવાળી. અંબામા. જય. ૪
હાંરે માની પાવડીઓ પુજાએ,
ધુપ દીપને આરતી થાએ;
ત્હારી જાગતી જ્યોત જયાળી. અંબામા. જય. ૫
હાંરે ત્રીપુરા ત્હારીં બલીહારી,
મા અકળગતી તમ ન્યારી;
દીઠુ ચંદ્રવદન નીહાળી. અંબામા. જય, ૬
હાંરે મંમાયા ભવમાં ભોળી,
પેહેરી કુમકુમવરણી પટોળી;
ચોળી કેસરવરણી રૂપાળી. અંબામા. જય. ૭

હાંરે માણેકલાલ છે બાળ તમારો,
કર સાહીને અંબા તારો;
દેજો પાપ સરવ પરજાળી, અંબામા. જય. ૮

---

## બનઝારો બીજો.

હાંરે ચાલો બહુચર શરણે જઇએ,
માના ગુણ ચાચરમાં ગાઈએ. ટેક.
હાંરે બીરદાળી તુજ બલીહારી,
મા અકળગતી તમ ન્યારી;
અમ અરજી દીલમાં લઇએ. ચાલો માના, ૧
હાંરે બાળા ત્રીપુરા જુગમાં જાણી,
હાંરે મા અવીચળ દેજો વાણી,
માનુ મુંખડુ શસી સમ કહીએ. ચાલો. માના. ૨
હાંરે ઝગમગતી જ્યોતજયાળી,
ધન્ય ધન્ય ધોળા ગઢ વાળી;
માના દરસનથી મન મોહીએ. ચાલો. માના. ૩
હાંરે જુગમાં જસ તાહારો માના,
વીધી વીશ્નુ શંકર ગુણ ગાતા;
માતા માનસરોવર નાહીએ. ચાલો. માના. ૪
હાંરે માનુ ચંદ્રવદન સુખકારી,
હાંરે માને કુરકુટની છે સ્વારી,

માણેકલાલને સરણે લેઇએ. ચાલો. માના. ૫

## ગરબી.

સંદેસો કેહેજોરે મોહનને એટલો. એ રાગ.

આરાસુર, વસીયાં દેવી અંબીકા,
જેની શોભા વરણવી ન શકે સેષજો. ટેક.
પુલ પુલ્યાં સઘન વન શોભા શી કહુ,
મેના પોપટ ભ્રમર કરે ગુંજારજો. આરા. ૧
માનસરોવર સુંદીર અતી રળીઆમણુ,
નાહેથી માંહ્ય પ્રાશ્ચીત પ્રલે થાયજો. આરા. ૨
આસોના દીવસરે અતી રળીઆમણા,
ચાચરમાં કાંઈ રમવા સરખી રાતજો. આરા. ૩
અંબાએ અનુચરને સઘળે મોકલ્યા,
આવો બેહેનો ચાચર રમવા કાજજો. આરા. ૪
રમવાને આવીરે ચોસઠ જોગણી,
વળી પધાર્યા બહુચર કાળી માતજો. આરા. ૫
તુળજા ને બ્રહ્માણી હરસીધ આવીયાં,
લક્ષ્મી ઇંદ્રાણી આવ્યાં ઉમયા માતજો. આરા. ૬
ચરણા ચોળી ચીર કસુંબી સાડીઓ,
પેહેર્યા જરકસી સાળુ કસબી કોરજો. આરા. ૭
નવ સપ્ત શણુગાર સજ્યા છે શોભતા,
ગાવા માંડયા ગીત રસીક સઉ માતજો. આરા. ૮

તાળી લેઇ ગાય રૂપાળા ગાનમાં,
સરવે શોભે અધીક અધીક રૂપવાનજો. આરા. ૯
તે શબ્દની ધુની સ્વરગ સુધી ગઇ,
જોવા આવ્યા ત્યાં ઇંદ્રાદીક દેવજો. આરા. ૧૦
સુણી બ્રહ્મા માહાદેવ સહીત ત્યાં આવીયા,
કૃષ્ને લીધા નારદ મુનીને સાથજો. આરા. ૧૧
સુણી ગરબો સ્થાને ગયા સઉ દેવતા,
માજીએ કીધી સરવે ઉપર મેહેરજો. આરા. ૧૨
નાગરનાં ઇષ્ટ દેવીરે તમે અંબીકા,
તેમાં માણેકલાલ છે તારો દાસજો. આરા. ૧૩
ચરણુ સરણુ દેજો અંબા મા મુજને,
સરણાંગતની પુરજો અંબા આશજો. આરા. ૧૪

---

## અંબાજીની તીથીઓ.

નમુ આદ્ય ભવાની હો માત, અંબે આરાસુરવાળી,
દીન જનની પ્રતીપાળ દેવી છોરે દયાળી. ટેક.

સાખી.

સરસત સ્વામીને વીનવું, ગણુપત લાગુ પાય;
આરાસુરની ઇસ્વરી, ગુણુ ગાવા તે ચીતડુ ચાહ્ય. અંબે.દીન. ૧

સાખી.

પડવે માત પધારજો, ગરબે રમવા કાજ,

ગુણુ ગંભીર મા તાહ્યરો, તારે આવ્યે સરે સઉ કાજ.
અંબે. દીન. ૨

સાખી.

બીજે માત બીરાજો છો, આરાસુરની માંય;
શોભા હું શી વરણુવું, કહેતાં શેશજી થાકી જાય.
અંબે. દીન. ૩

સાખી.

ત્રીજે ત્રણુ ભોવનમાં, કળાયત ત્હારૂ રૂપ;
પાર ના પામ્યા રૂષી મુની, વળી થાકયા માહેશ્વર ભુપ.
અંબે. દીન. ૪

સાખી.

ચોથે છો ચાતુરભુજા, નવે ખંડનાં નામ;
દહીતોને વીડારીયા, તમે કર્યા સેવકનાં કામ. અંબે. દીન. ૫

સાખી.

પાંચમે પરમેશ્વરી, રચ્યો તમે સંસાર;
દયાળી દુખ કાપજો, માજી નોધારા આધાર.અંબે. દીન. ૬

સાખી.

છઠે તું નારાયણી, માર્યો નરકાસુર;
જુઝમાં જસ વ્યાપ્યો ઘણો, માજી આનંદમાં ચકચુર.
અંબે. દીન. ૭

સાખી.

સાતમે સાહેલડી, સહીત પધારો માત;

આરાસુરની ઈશ્વરી, મને સાહ્ય કરો માત તાત.

અંબે. દીન. ૮

સાખી.

આઠમે હવન થાયછે, લોક કરે સઉ રંગ;
માજી રમવા નીસર્યાં, ત્યાં તો થઇ રહ્યો નવલો રંગ.

અંબે. દીન. ૯

સાખી.

નાંમે નવલ કસુંબીયા, સાળુ પેહેરી માત;
સખીયો સંગે નીકળ્યાં, માજી નવરાત્રીની રાત.

અંબે. દીન. ૧૦

સાખી.

દસરાએ દીપક પ્રગટીયા, ઘેર ઘેર મંગળ ગાય;
જય જયકાર થઇ રહ્યો, મારી માજીની પુજા થાય.

અંબે દીન. ૧૧

સાખી.

અગીયારસ ઓછ્વ થાયછે, સઉને આપો સુખ;
માજી કૃતારથ કીજીએ, મારાં ભવનાં તે ભાગોને દુખ.

અંબે. દીન. ૧૨

સાખી.

બારસ બાળા રૂપ છો, ત્રીપુર અંબે માત;
જગતની જગદીશ્વરી, સર્વ દોરી તમારે હાથ.

અંબે. દીન. ૧૩

### સાખી.

તેરસે ત્રણ લોકમાં, માજી ત્હારો વાસ;
કલ્યાણી કરૂણા કરી, મને દરસણ તેડજા પાસ.

અંબે. દીન. ૧૪

### સાખી.

ચઉદસે ચીત માહારૂ, વ્યાકુળ વ્યાકુળ થાય;
દરસન તેડો દાસને, જેથી ચીતની ચીન્તા જાય.

અંબે. દીન. ૧૫

### સાખી.

પુનમ પુરણ પ્રેમથી, જપુ તમારૂં નામ;
પંદર તીથી પુરી થઈ, માણેકલાલ કરેછે પ્રણામ.

અંબે. દીન. ૧૬

## ગરબી.

ધીરી ધીરી સુંદરી જરા ધીરી—એ રાગ.

નમું નમું નારાયણીને નમું,
માના ચાચર ચોકમાં રમુજી. નમુ નમુ. ૧
વીશ્વંભરી વીશ્વે રહ્યાં વ્યાપી,
માયા તમારીમાં માજી ભમુ. નમુ નમુ. ૨
આરાસુરી અભયાવર દાતા,
માજી દુખ વીડંરણ છોજી તમુ. નમુ નમુ. ૩
નીગમ ન પામે પાર તમારો,

શકતી તમારી જોઇ સુખમાં સમુ. નમુ નમુ. ૪
વીશ્વ માંહે વરદાયની અંબા,
તુજ ગુણ ગાઇ ચીતમાં સમુ. નમુ નમુ. ૫
ગુણુ નીધાન છો ગાયત્રીજી,
ચરણુ રજ લેવા ટમટમુ. નમુ નમુ. ૬

## આરતી.

જય જય અંબે માત જય જય જગતંબે. જય જય જગ.
સરણાંગત પ્રતીપાળક ( ૨ ) અકળીત અવીલંબે.
જય જય જગતંબે. ૧
જળ હુળ નીરમળ જયોત, જગમાં છે ત્હારી,
મા જગમાં છે ત્હારી,
ત્રીભુવન તારણી અંબે, ( ૨ ) છો મંગળકારી,
જય જય જગતંબે. ૨
કોટી સુર્ય સમ તેજ, મુગટ ઝળકે છે,
મા મુગટ ઝળકે છે;
તંબોળે તરતીબસુ (૨) મુખડુ મલકે છે,
જય જય જગતંબે. ૩
કુમકુમ આડ કપોલ, ચાંદલો ચળકે છે,
મા ચાંદલો ચળકે છે;
નાકે વેસર વાળી (૨) મોતી લળકે છે,
જય જય જગતંબે. ૪

અતર ધુપ સુવાસ, મોગરો મેહેકેછે,
મા મોગરો મેહેકેછે;
પુષ્પ મંદારના હારને (૨) ઉપર લેહેકેછે,
જય જય જુગતંબે. ૫

ઉડે અબીલ ગુલાલ, ખમા ખમા થાએ,
મા ખમા ખમા થાએ;
સોળ પ્રકારે પુજા (૨) પ્રભાત સંધ્યાયે,
જય જય જુગતંબે. ૬

ચંગ મૃદંગ ઉપંગ, બંઉસરી બાજેછે,
મા બંઉસરી બાજેછે;
તાળ રસાળના શબ્દો (૨) ગગને ગાજે છે,
જય જય જુગતંબે. ૭

ગાન કરે નીત્ય કીન્નર, ગુણ ગાંધર્વ ગાએ,
મા ગુણ ગાંધર્વ ગાયે;
ઉહો ઉહો મુખ બોલે (૨) જય જગની રાએ,
જય જય જુગતંબે. ૮

મંગળ ત્હારૂ નામ, મહીસાસુર મથની,
મા મહીસાસુર મથની;
રક્તબીજ રણ રોળ્યો (૨) સુંભ નીસુંભ દમની,
જય જય જુગતંબે. ૯

કરપુરવતી કરે આરતી, સઉ ભકતો ત્હારા,
મા સઉ ભકતો ત્હારા;

હળી મળી ગુણુ તુજ ગાયે (૨) છે તમને પ્યારા,
જય જય જુગતંબે. ૧૦
નાગર બાળની આરતી, મા માની લેજો,
મા માની લેજો;
ચરણુ શરણુ દેઈ અંબે (૨) સુખ સંપત દેજો.
જય જય જુગતંબે. ૧૧
ઈષ્ટદેવી અંબાય, નાગરને તારો,
મા નાગરને તારો;
દીન દીન આનંદ દેઇને (૨) દુખ સઉ નીવારો,
જય જય જુગતંબે. ૧૨
માણેકલાલ કેહે આરતી, જે કોઇ ગાસે,
મા જે કોઇ ગાસે;
પાપ પ્રજળસે તેનાં (૨) સુખ સંપત થાસે,
જય જય જુગતંબે. ૧૩

## દોહરો.

યથામતી વરણુન કર્યું, તુજ પ્રતાપે માય;
વિમળ વાણી આપજો, જય જય જગદંબાય.



